# શ્રીમંતસરકારગાયકવાડ
# મહારાજ



# મલ્હારરાવના
# છંદો


રચનાર

કરૂણાશંકરનારણશંકર.

સુકલ

વડોદરા સરકારી ગુ. સે. સ્કુલના આસીસ્ટેટ

માસ્તર


---


સુરત

ભાગાતળાવમાં ભાઈશંકરજદુરામે,

પોતાના છાપખાનામાં છાપી,

ઈ. સ. ૧૮૭૩.    સંવત ૧૯૨૯

# શ્રીમંતમલ્હારરાવમહારાજ
# ગાયકવાડ

# સેનાખાસખેલસમશેર

# બાહાદુર

એમને

તેઓની દયાદાન શૌર્ય રાજકીય કામમાં, તત્પરતા અને કેળવણી ખાતાની સંસ્થો તરફ ધનમનથી ઉલટ.

ઇત્યાદી

સદ્ગુણોના સ્મરણસાર
આ

ન્હાનુ પુસ્તક તેમના ગરીબ સેવક (પુસ્તક કર્તાએ

અર્પણ કર્યું

## દોહોરો

ઈ શકૃપાથી આરચી, ભૂપત કિર્તી સાર,
ધ્યાનધરી જન વાચજો, મનથી લેજોસાર.

## ભૂજંગી છંદ

વડોદ્રે હતી એક ખામીજ મોટી,
જનોમાં ગણાતી હતી છેક ખોટી,
મટાડી દઇ દામ મોટાજ હાવે,
દયાવંત ભૂપાળ મલ્હાર રાવે, ૧
સ્થાપી નિશાળો ખરા પ્રેમશાથે,
ખરે નિર્મળી રીત કીધીજ હાથે,
પ્રજાની ભલી આશ પૂરીજ ભાવે,
દયાવંત ભૂપાળ મલ્હાર રાવે, ૨
ઘણીઓ નિશાળો કરી ઠામ ઠામે,
અણાવ્યા ઘણા માસ્તરો દેજ દામે,
ભણાવાજ સાંધ્યો ઘણો હીતદાવે,
દયાવંત ભૂપાળ મલ્હાર રાવે, ૩
નિશાળો થયાની હતી ગર્જઆજી,
મટાડી પ્રજાને કરી ખુબ રાજી,
ભલું ધામદીધું મહા પ્રેમભાવે,
દયાવંત ભૂપાળ મલ્હાર રાવે, ૪

મરેઠીજ ઇંગ્લીશ ને ગુર્જબોલી,
શિખેબાળ છોટા ખરૂં દીલખોલી,
કરી દિર્ઘ શાળા પ્રજાને ભણાવે,
દયાવંત ભુપાળ મલ્હાર રાવે, ૫
ભણેથી જશે મુર્ખતા છેકનાશી,
ખરી સુજ્ઞતાથી થશે દ્રવ્યવાશી,
કરી રીત હેવી જનો જ્ઞાનલાવે,
દયાવંત ભુપાળ મલ્હાર રાવે, ૬
થશે જ્ઞાનથી તો જનો માનવંતા,
ગણાશે ભલા કૂળમાં કૂળવંતા,
કરી રીત રૂડી મને હર્ષઆવે,
દયા વંત ભુપાળ મલ્હાર રાવે, ૭
કરાવ્યુંજ બારે ભલું કાંમ આજે,
પ્રજાની ઘણી એક લાવીજ દાંઝે,
વદે પ્રેમથી બાર તેતે બજાવે,
દયાવંત ભુપાળ મલ્હાર રાવે, ૮
ઘણા દેશ ઇંગ્લાંડથી લોક આવી,
ગયા તેજ શાહેબ કાંમો ચલાવી,
ઘણુ બારનું માન રાખ્યુંજ ભાવે,
દયાવંત ભુપાળ મલ્હાર રાવે, ૯
નિશાળે પધારી પરીક્ષાજ લીધીં;
બજાવી ભલી રીત એતોજ સીધી,
પ્રજા હીતની રીત પોતે જણાવે,

દયાવંત ભૂપાળ મલ્હાર રાવે, ૧૦
બધા બાળકો ને ઇનામોજ દીધાં,
પછી માસ્તરો ને સીરપાવ કીધા,
ભણેબાળ તેથી ઘણો હર્ષ આવે,
દયાવંત ભુપાળ મલ્હાર રાવે, ૧૧
બનાવ્યા ભલા માસ્તરે છંદ બારે,
ભણો ભાવથી ને લહો જ્ઞાન સારે,
ગણી ધર્મનુ કામ શાળા રચાવે,
દયાવંત ભુપાળ મલ્હાર રાવે, ૧૨

શાર્દુલ વિક્રિડીત છંદ

દાનેશ્રી મનથી નરેશ જગમાં, કીર્તીગણો પૂન્યની,
આશીશો જનની ભલીજ ભવમાં, લીધી મહામૂલ્યની,
વિપ્રો ભોજન દેકરી અધિકતો, આપે રૂડા દાંનતો,
એવા ભૂપ ઉદાર ખુબ મતીના, કલ્યાકરે કાંમતો, ૧
આપોઇષ્ટ અનેકસૂખ જગમા, ધર્મિષ્ટ દાતા ગણી,
પ્રીતે પ્રૌઢ દયાળ શ્રેષ્ટજનમાં, જોયાખરા એધણી,
શોભે ગુણથકી સદૈવ ન્રપતો, સારાકરે કાંમજી,
એવાભુપ અખંડ ભૂપ ખુશીમાં, રાખોખરેરાંમજી ૨
જોતાં આજ પવિત્રપાત્ર સરિખા, મલ્હાર રાજાખરે,
કલ્યાણી મનથી અખંડ ન્રપનું કલ્યાણ ભાવે કરે,
આપોપૂત્ર પરાક્રમી અધિકતો, રાખોદયા ચિત્તમાં,

જાઓદુ:ખ પ્રજાતણા અધમતે છેદીરહે પ્રીતમા, ૩
દેવીદેવ કૃપાકરી અરજઆ ધ્યાનેધરો પ્રીતથી
ઇચ્છાછે મનમાં ખરે અતીઘણે, મુએવદી હીતથી,
કાપીપાપ સદૈવ સૂખ જગમાં, આપો ગણી દાસને,
આવ્યાહોય અપાર વાંક મનમાં, માફીમને આપજો, ૪
રાજા ગાયકવાડ છે અભયમાં મલ્હાર રાવેસહી,
આપે ચહાય સદૈવ ખુબ જનને, પ્રેમેસદા તરહી,
મોટા મોટમથા રહી અચળઆ, ઠામે ઠરો સર્વદા,
આપેસૂખ સદા અપાર ભવમાં, માતામહા નર્મદા. ૫

## ઉપેંદ્રવજ્ર છંદ

વડોદરાતો અતિ આજઓપે,
દયાળરાજા નવ કાંઇ કોપે,
ભલાનરેશ જન સૂખકારી,
જણાએ જોતાં બહુગુણ કારી, ૧
પ્રજાતણીતો ઝટ આશભાવે,
કરીઅદા પ્રૌઢ મલ્હાર રાવે,
દયા પણાથી મન દાઝ આવી,
નિશાળ કીધી અતી પ્રેમલાવી, ૨
વિવીધ મોટી ભણવાજ શાળા,
કરીગણાયા ત્રપ જ્ઞાનવાળા,
ભણી ગણીને જન ગુણગાશે,

મહા પ્રતાપી જગમા ગણાશે, ૩
કરી સુધારો સતનામ કીધું
વિચાર સાથે બહુ નામ લીધું;
મહાપ્રતાપી ધન ખુબ આપી,
અપારનાણે જન દુઃખ કાપી, ૪
ઉદારતાથી દઇ આજ દામે,
કરીજ શાળા બહુ ગામગામે,
ભણેઘણા બાળક રંક ભાવે,
વિચાર સાથે મન ગ્નાન લાવે, ૫
જશો વધીને જગમાં ગણાશે,
ભણી ગણીને જન સુખગાંશે,
ગયા ઘણા ભુપત રાજ મુકી,
નથીરહ્યા આ જગમાંજ ભુકી; ૬
લખાઇ કિર્તી નવજાએ નાશી,
જણાએ વાંચ જગમાજ વાશી,
પ્રભુદયાથી જશ ખુબ ઝાંમે,
હજો સદાએ મનરંજ કામે, ૭
મલ્હાર રાજા અતી હીતકારી,
ગણે મનેથી જન પ્રીતકારી,
જશો વધારો ઇશ ખુબ ભાવે,
જનો ઘણાને મન જેમ આવે, ૮
વિસ્વાજ મિત્રિ નદી પૂન્ય કારી,
વડોદરામાં અતિ સૂખકારી,

જનો પ્રભાતે કરી સ્નાન આવે,
દયાકરો ઇશ પૂરભાવે; ૯
વદીજ કિર્તી કરવા પ્રકાશે,
પ્રભુ પ્રતાપે ગુણતો ગવાશે!
ભલાજ રીતી ત્રપની જવાંચી,
ગણેશમનેથી નવ વાતકાચી; ૧૦
ઉપેંદ્ર વજ્રૂ વૃત આજ વાંચી,
નરેશ કિર્તી લહો ચિત્ત સાચી,
દયા નાથાં છેબહુ માન કારી,
ધરે પ્રજાની મન દાઝ સારી, ૧૧
નથીજ હુતો સત જ્ઞાનકારી,
મતી સુધારો ઇશ ખુબ મારી,
અપાર કષ્ટો જગમાંજ કાપી,
હણો વિચારો કદી હોય પાપી.

### નારાચ છંદ

વડોદરાજ આજછે ભલુંજ નગ્ર ઓપતું,
જણાય ધામ પ્રેમને મહાં જનોથી સોભતું,
અપાર રાજ કાર્યથી દિસે સદાજ તેજમાં,
મલ્હાર રાવછે દયાળ ભુપ ગૂર્જદેશમાં, ૯
ઘણાં ઘણા ભણેજ બાળ નિર્ભતા મને ગમે,
નિશાળતો થયાતણી હતીજ ગર્જઆશમ,

કરી અદાજ પ્રીતથી રહી પ્રજાજ પ્રેમમાં;
મલ્હાર રાવ છે દયાળ ભૂપ ગૂર્જ દેશમાં; ૨
ભણી ગણી ગુણીથશે પ્રજાતણુ જ પાળતો,
વધેજ જ્ઞાન જેવડી મટે ખરાબ ચાલતો,
નિદાન ભૂપ શ્રેષ્ટતા છપાય છાપ પ્રેશમાં;
મલ્હાર રાવછે દાયાળભૂપ ગૂર્જ દેશમાં; ૩
મનાય જ્ઞાન દાનતો બધા થકી અધીકમાં,
સદાજ શ્રેષ્ટ લોકમાં ગણુ થછે રશીક માં,
તજી ખરાબ છાપને ગ્રહી રહેછ ટેકમાં,
મલ્હાર રાવ છેદયાળ ભૂપ ગૂર્જ દેશમાં; ૪
સ્વદેશ રાજનીજ આજ દાઝ છેજ દીલમાં,
ઘણી ઘણીજ આશછે અપાર એજ ચિત્તમાં,
ગણાય રાય દેશ દેશ સૌથકીજ શ્રેષ્ટમાં;
મલ્હાર રાવછે દયાળ ભૂપ ગૂર્જ દેશમાં; ૫
પ્રભૂજ ભૂપ માન જ્ઞાન ધાન દાન આપજો,
વધો વધો બહૂજ વંશ જોર અંગ આપજો,
ઉમંગ અંગ રંગથી રહો અખંડ ચેનમાં,
મલ્હાર રાવછે દયાળ ભૂપ ગૂર્જ દેશમાં, ૬
વિશાળ દામ ધામ કામ ભૂપ નેજ આપજો,
ભવો ભવો તણાજ પાપ તાપ સંધ કાપજો
સ્વદેશ ભૂપ રાજતો વધો ઘણા પ્રદેશમાં,
મલ્હાર રાવછે દયાળ ભૂપ ગૂર્જ દેશમાં ૭
હેરી દયા થકીજ આજ ભૂપકિર્તી આદરી,

શાળ માંજ હું કરૂં અહીંજ દામ ચાકરી,
પ્રજા નરેશ સર્વદા વસો અખંડ ટેકમાં,
મલ્હાર રાવછે દયાળ ભૂપ ગૂર્જ દેશમાં; ૮

## ચોપાઇ

વડોદરા મોટું રવસ્થાન, પ્રજા ભૂપને આપેમાન,
ગાયકવાડી દેશી રાજ, નથી ગૂર્જમા બીજું આજ
જ્ઞાન વંતછે મોટોવીર, મલ્હાર રાવતો દિલેધીર
રાજ ચલાવે સારી પેર, પ્રજાઊપર ના જાત્રો ફેર, ૨
દયાવંત દેવાશી રાજ, કરે ધર્મના સોધી કાજ,
ભારે ખરચી ઝાઝા દામ, પ્રજા હીતના કીધાકામ; ૩
બાળક ભણાવા જૂગતી કરી, ગરજ રંકની પૂરી કરી,
વિવીધ ભાણતર ભણશેબાળ, ગુજારસેસો સુખેકાળ- ૪
આશિષ દેશે ભાવે કરી, નૃપ ગુણને ચિત્તે ધરી,
જય જય વદસે જ્ઞાની મૂખ, પ્રજા રાયનું દેખી સુખ. ૫
હતી રાજમાં શાળા નાહી, કહાડીતે મહી પતિએસાહી;
દીધું ભાવે મોટું ધામ, ત્યાંચાલે વિદ્યાનું કામ, . ૬
ગૂર્જ મરેઠી ઇંગ્રેજિશ માય, ભણાય ભણતર ભારેત્યાય,
ગણિત વ્યાકરણ ભૂગોળ જ્ઞાન, શિષ્ય સિખાવે આપીધ્યાન, ૭
પંડિત જનથી શોભેરાજ, તજે અધર્મી કૂડા કાજ,
ભણી ગણી શાણાસોથાય, જડતા સઘળી નાસીજાય ૮
વિદ્યાસમ નવ બીજુંદાન, વદેએમ સઘળા વિદ્વાન,

અધિપતી મનસમજીએમ, કીધુંકારજ ભાવેતેમ; - ૯
દઇપગારો મોટાઆજ, માસ્તર રાખ્યા વિદ્યા કાજ,
એજ ભુપને આપોમાન, ભલેવિચારે લાવી જ્ઞાન, ૧૦
ઇશ ભુપને હોજોબાળ શૂખ્ય સંપતથી ગાળોકાળ,
યોગ કિર્તીતો પ્રેમેકહી, મનથી માનો સોજનસહી; ૧૧
પાપ તાપ સંતાપે નહી, ઉમેદ હેવી ચીતેરહી;
રાય દાશછુ શાળા માય, દયાવંતતો હીરારાય; ૧૨
કરૂણાશંકર મારૂંનાંમ, સુરત જીલ્લે રાંદેર ગાંમ,
ત્યાંવસું હું કરીનેધામ, ભુપત આપે પોતેદામ; ૧૩
ઇશકૃપાથી જય જયથાવ, ફળોરાયનો પૂરોભાવ,
દાનવિર દીસે મહારાજ, લોકઉપકારી કીધાકાજ, ૧૪
તિથિ અંકસમ ચોપાઇ કહી, ઉલટ મનમાં રાખીશહી.
જ્ઞાની જનસો ધ્યાનેધરી, વાંચી સમજો પ્રીતેકરી; ૧૫

દોહોરા

વદુ મૂખ્ય ભુપ પ્રાર્થના, સાંભળ દીનદયાળ,
જગજન તારા ઓપ્રભુ, છેસઘળા તેબાળ. ૧
વિરક્ષેત્ર સુરવોરને, ઇશકરો બળવાન,
છેછે મોટાગૂર્જમાં, રાય મહા ગુણવાંન, ૨
રાજ કાજના કાર્યમાં, દિસે મલ્હાર રાવ
દયાકરો ભગવંતઓ, રાખી પુરણ ભાવ,
ઇશ રીશ કરજો નહી, આયુષ અર્પોઆજ, ૩
અમર પણ આપીકરો, સુધારજો સોકાજ,
ધન પત્રો ભૂપાળને, આપો દેવ અખંડ,

શત્રુ બળ ભાંગીકરી, અધમ છેદજો ખંડ, ૫
સુખ સંપત બહુ સર્વદા, આપો જગના બાપ,
પ્રભુ દયાકરી કાપજો, પાપ તાપ સંતાપ ૬
જગપતિ મતિ આપો ભલી, કરવા નિર્મળ ન્યાય,
જેથી પ્રભુ તાગી સદા, મરજી તેસચવાય ૭
શાંતિદયાને સત્યતા, વસો મને સૌકાળ,
જે દાનવિર દાનેશ્રી, ધર્મવંત ભુપાળ ૮
રૂપ ગુણ દીપાવજો, જન પાળક જગ બાપ,
ગુણીજન જેથી મનમાં, સમજી હર્ષેઆપ, ૯
પવીત્રતા ને પૂન્યતા, દયા સત્યમાન,
આપો એબહુ ભુપને, સદાકાળ ભગવાન, ૧૦
દેશ પ્રદેશે બહુ બહુ, થાવો કિર્ત્તી અપાર,
તેસઘળી પ્રેમેકરી, વદેસઉ ગ્રંથકાર, ૧૧
કરૂણા શંકર વદી પ્રભુ, માગે કરૂણા આપ,
આ આશીશ ફળવા અતિ, મનપર લેજો છાપ, ૧૨

મોતીદામછંદ

અનેક પ્રકાર કરે બહુદાન,
ધરે મન ધર્મ તણું ઝટ જ્ઞાન,
વદે જન આષ ખરે દીલ સાથ,
રહો જગમાં નૃપ ધર્મિક નાથ, ૧
નરેશા દયાળ દિસે જનમાય,

મહાનર કિર્તિભલી બહુગાય,
ભવો ભવ સૂખ હનો ધનધાન,
ધણી પ્રભુ અર્જ ખરીમન માન, ૨
ગણોજન પાળક ભુપ અપાર,
કરે વિધ વિધ મહા ઉપકાર,
અપાર જન વિપ્ર અનેક,
વદે મનઆપ જમી અતિ છેક, ૩
ઘણા ધન નાહક વર્ષ તણાજ,
થયાજ બહુ બંધ ઘણાજ,
ફરી હક વિપ્ર તણાજ અપાય,
સદા ઝટ દામ ખરે લઇજાય, ૪
અનેક નરેશ ગયા જગમાય,
ગણી બહુ કિર્તિ કદીનવ જાય,
કરી જન લાભ તણી મતિસાર,
થયા ઝટ દુઃખ મટી સૂખકાર, ૫
દયાવણ દાન નથી જગમાય,
નરેશ તણી મન રીત જણાય,
વદી બહુ કિર્તિ ધરી ઉર આપ,
ગણો સત ભુપ છગી તમદાસ. ૬

ગરબી

અમે ઇશ્વર માગીએ એટલું. એરાગે.

પ્રભુ પ્રેમશહીત અમે જાચીએ,
વિરક્ષોલ ધણીરહો ક્ષેમ, મલ્હારરાવ ભુપતી.
જેથી મનમા ઘણો હર્ષ પામીએ,
દેખી જગત પતી તણોપ્રેમ, મ. રા. ભુ. ૧
ઇશ નીશદીન કૃપાકરો તમે,
અચળ આયુષ આપો અપાર, મ. રા. ભુ.
દશારાજ પ્રેમે ભલુ મન ગમે,
વિવીધ જનમા કરે ઉપકાર, મ. રા. ભુ. ૨
અખુટ દોલત આપો ભંડારમા,
વિજય વધજો અતિ દેશ દેશ, મ. રા. ભુ.
હજોસિહવત હીમત ચિત્તમાં,
ગટોપાપ સંતાપ હંમેશ. મ. રા. ભુ. ૩
સદા સ્થિરપણું રાજ્યનું આપજો,
કરજો પુલ શાણુંઇશ આજ, મ. રા. ભુ.
એના શત્રુનુ બળ બુરૂં કાપજો,
એછે મનરજ હીતનુ કાજ, મ. રા. ભુ. ૪
ધામ દામને હામ વધારજો,
હેએ એજ વસાં ભલાં આપ, મ. રા. ભુ.
ગાનવંતા પરીવાર જામજો,
પ્રજા માગીએ જગપતીપાસ, મ. રા. ભુ. ૫
કૃપાનીધી કૃપા કરજો ભાવથી,
જેથી પ્રદેશ દેશીફલે રાજ મ. રા. ભુ.
કરો ઉમેદ સફળ એજ ભાવથી,

હજો શકળ પ્રજા શીરતાજ, મ. રા. ભુ.
સત્તા દેશ વિદેશ વધારજો,
થાજોજગમા અખંડ પ્રખ્યાત, મ. રા. ભુ.
અમન સાથે આનંદતા આપજો,
થાશેજગમા અપાર વિખ્યાત, મ. રા. ભુ.
શુર્યતપતાસુધી કિર્તી પાંમજો,
લખે સુગ્ન અચળ ગ્રંથકાર, મ. રા. ભુ.
કહે કરૂણાશકર જસ બોલજો,
નામ મૂખે ભલુ જય જય કાર, મ. રા. ભુ.

દોહોરો

પુરણવાંચી છંદઆ, ભુલકરજોમાફ,
વણકવિએ કવિતા રચી. માનોમનથીસાફ.

દોહોરો

અચળ અખંડ તમેતપો,
જેમ ધ્રુવ શુર્ય ને ચંદ્ર,
મલ્હારરાવ ભુંપતસદા,
નૃપતમાહે નરેંદ્ર,
આષીશ વચનછે માહરૂં,
કરૂ છાપખાંનાનુંકાજ,
યશવાધો યુગમાસદા,
મલ્હારરાવ માહારાજ.

---

(સમાપ્ત)